બનામે ખુદા.

ધી ન્યૂ ઈમ્પીરિયલ નાટક મંડળી.

# ઝાંસીકી રાની

નાટકનો ટૂંક સાર તથા ગાયનો.

---

ડાયરેક્ટર—હોરાબજી. એ. મેવાવાલા.

લેખક.

મુન્શી-"માઇલ"

છપાવી પ્રસિદ્ધ કરનાર,

નાટક મંડળીના માલેકો.

આવૃતી પહેલી, પ્રત ૫૦૦

મુંબઇ.

---

૧૯૨

કિંમત, ચાર આના.

# નાટક પહેલાંનો ઇતિહાસઃ-



રાણી લક્ષ્મીબાઇનો જન્મ. પૂણ્યધામ કાશીમાં ઇ. સ. ૧૮૩૬ ના નવેમ્બર મહિનાની તા. ૧૯ મી એ થયો હતો. તેના પૂર્વજો મૂળ તો કૃષ્ણાનદીને તીરે આવેલાં વાંઇ ગામના વતની હતા. પરંતુ તેના બાપના દાદા. કૃષ્ણરાવ તાંબે. અમાત્ય ચક્રવર્તી પેશવાના રાજ્યમાં મામલતદારના ઓહદાપર હતા. અને તેનો પુત્ર એટલે લક્ષ્મીબાઇના દાદા બલવંતરાવ તાંબે, પેશ્વા સરકારના સેનાપતિ પદપર ચઢયા હતા. બલવંતરાવના બે પુત્રમાંથી તેના જયેષ્ઠ ( મોટા ) પુત્ર. મોરોપંત પોતાના પિતા સાથે પુનામાં રહેતા હતા. કે જેઓ ઉપર બાજીરાવ પેશ્વાના ભાઇ ચિમાજી આપ્પાનો બહુજ પ્રેમ હતો. ઈ. સ. ૧૮૧૮ ના જૂન મહિનાની ૩ જી તારીખે દ્વિતીય મહારાષ્ટ્ર યુદ્ધની સમાપ્તી થઇ અને પેશ્વા બાજીરાવે બ્રીટીશ સેના નાયક માલકમનું શરણુ સ્વીકાર્યું. સંધિ પ્રમાણે બાજીરાવે રાજનો ત્યાગ કરી. વાર્ષિક આઠ લાખ રૂપીયાનું પેન્શન લઇ વાનપ્રસ્થ લીધું. ગવર્નમેંટે બીઠુર ( બ્રહ્માવર્ત ) માં તેને એક જાગીર આપી અને બાજીરાવે સહપરિવાર ત્યાં જઈ વાસ કર્યો.

બાજીરાવ પૂના છોડી બીઠુર જતાં. ચિમાજી અપ્પાએ કાશીવાસ કર્યો અને તેજ વખતે તેનો પ્રિતીપાત્ર મોરોપંત તાંબે પણ સહપરિવાર તેની સાથે કાશીવાસી થયો કે જ્યાં તે ચિમાજીના દીવાનનું કામ કરતો અને ઉપર જણાવ્યા પ્રમાણે ત્યાંજ લક્ષ્મીબાઇનો જન્મ થયો. કે જેનું પિયરમાં મનુબાઈ *નામ પાડવામાં આવ્યું. મનુ ૩-૪ વર્ષની થતાં જ તેની માતાનો સ્વર્ગવાસ થયો. અને તેજ અરસામાં ચિમાજી અપ્પાનો પણ દેહાન્ત થયો તેથી મોરોપંતે કાશી છોડી બીઠુર જઇ. બાજીરાવનો આશ્રય લીધો. બાલીકા મનુની રમતો અને અભ્યાસ એ તેના

---

* મહારાષ્ટ્રમાં રીવાજ છે કે લગ્ન પછી કન્યાનું નામ બદલવામાં આવે છે. મનુ તેજ સાસરાંની લક્ષ્મી.

ભાવ્યજીવનની સૂચના હતી. પેશ્વા બાજીરાવનો તેના તરફ સ્નેહ હતો. મનુ સદા બાજીરાવના દત્તક નાનાસાહેબ તથા તેના ભાઇ રાવસાહેબ સાથે રમતી તેઓ ઘોડે ચડતાં પોતે ઘોડે ચડતી તેઓ તલવારના પટ્ટા ખેલતાં પોતે તલવારના પટ્ટા ખેલતી કોઈ કોઇ વાર સાહેલીઓને ભેગી કરી તેમાંની કેટલીક ને દાસી બનાવતી કેટલીકને અધિકારી નીમતી. અને કોઇ તેનો હુકમ ન માનતાં તેને દંડ અને સજા કરતી. ભવિષ્યની રાણી આવી રીતે બાલપણમાંજ રાણીપદનો પાયો રોપતી અને ભાઇ બીજને દિવસે નાનાસાહેબને તિલક કરી તેની આરતી ઉતારતી દુર્દૈવી ભાઇ બ્હેન; આખરે બન્નેની એકજ દશા.

બાજીરાવના અનુરોધથી. ૧૮૪૨ ના વૈશાખ મહિનામાં ઝાંસીના મહારાજા ગંગાધરરાવ સાથે ૮ વર્ષની બાલિકા-મનુબાઇનાં લગ્ન થયાં અને સાસરે તેનું નામ લક્ષ્મીબાઇ પાડવામાં આવ્યું મોરોપંત ઝાંસી સંસ્થાનનો એક સરદાર બન્યો.

## ઝાંસીનો રાજવંશ.

એ મૂળમાં પેશ્વાનો આશ્રિત રાજવંશ હતો. પરંતુ જ્યારે કુંપની સરકારે પોતાની સત્તા બુંદેલખંડમાં જમાવવા માંડી ત્યારે ઇ. સ. ૧૮૧૭ માં તે વખતના ઝાંસીરાજ રામચંદ્રરાવ સાથે બ્રીટીશો એ પહેલી સંધી કરી અને તે સંધિપ્રમાણે તેમને વંશપરંપરા ઝાંસીના હકદાર મલિક તરીકે ગણવામાં આવ્યા. ઇ. સ. ૧૮૨૫ માં જ્યારે લૉર્ડ કોમ્બરમિયરે ભરતપુરના કિલ્લાને ઘેરો ઘાલ્યો ત્યારે મધ્યભારતમાંના નાનાપંડિત નામના એક સરદારે વખતનો લાભ લઇ કાલ્પી સર કરવા મોટા સૈન્ય સાથે હુમલો કર્યો હતો તે વખતે મિત્ર તરીકે ઝાંસીરાજ રામચંદ્રરાવે ૪૦૦ ઘોડેસ્વાર ૧૦૦૦ પયદળ અને ૨ તોપ સાથે કુંપની સરકારને મદદ કરી. કાલ્પીનું રક્ષણ કર્યું હતું. અને તેના બદલામાં હિન્દના ગવર્નર જનરલ લૉર્ડ વિલિયમ બેન્ટીકે ઇ. સ. ૧૮૩૨ ની ૧૯ મી ડીસેમ્બરે ઝાંસી રાજભવનના ખુલ્લા દરબારમાં રામચંદ્રરાવને મહારાજનો ખીતાબ તથા છત્રચામર વિગેરે રાજચિહ્ન અર્પણ કર્યાં હતાં તેઓ ઇ. સ. ૧૮૩૬ માં મરણ પામ્યા.

# ઝાંસી દરબારનું વંશવૃક્ષ.

મૂળપુરૂષ

પહેલા રઘુનાથરાવ

- ખંડેરાવ
  - હરિભાઉ
    - કાશીનાથ
  - સખારામ
    - વાસુદેવ
      - આનંદરાવ ઉર્ફે દામોદરરાવ (ગંગાધરરાવના દત્તક)
- દામોદરરાવ
  - હરિપંત
    - (૧) શ્રીમાન રઘુનાથરાવ {ઝાંસીના પહેલા સુબેદાર}
    - (૨) શિવરામભાઉ
      - કૃષ્ણરાવ
        - (૩) રામચંદ્રરાવ — કંપની સરકારે આને મહારાજ નીપદવી તથા રાજચિહ્ન આપ્યાં.
      - (૪) રઘુનાથરાવ
      - (૫) ગંગાધરરાવ (લક્ષ્મીબાઈના પતિ)
        - દામોદરરાવ (દત્તક)
    - લક્ષ્મણરાવ
      - ભાલાભાઉ
  - સદાશિવપંત
    - ત્રિંબકરાવ
      - નારાયણ
        - સદાશીવ (લક્ષ્મીબાઈના વિરોધી)

રામચંદ્રરાવને પુત્ર ન હતો એટલે તેનાં મૃત્યુ પછી તેના કુટુંબમાંથી ૪ ( ચાર ) દાવાદારો ઉભા થયા. તેમાં ગવર્નર જનરલના એજંટે રામચંદ્રના પિતૃવ્ય રઘુનાથરાવને અધિકારી માની ઝાંસીની ગાદી આપી. પરંતુ ત્રણજ વર્ષમાં પોતાની પાછળ પુત્ર ન મુકતાં રઘુનાથરાવનો પણ દેહાંત થયો.

ઈ. સ. ૧૮૩૮ માં વળી દાવાદારોનો ઝગડો ઉભો થયો આ વખતે ગવર્નર જનરલ લૉર્ડ ઓકલંડે એક કમીશન નીમ્યું. આ કમીશનના મેમ્બરોએ પોતાની તપાસમાં રઘુનાથરાવના ભાઈ ગંગાધરરાવને ખરો હકદાર જણાવતાં બ્રીટીશ ગવર્નમેન્ટે તેને ઝાંસીનો હકદાર બનાવ્યો. આ ગંગાધરરાવ તેજ લક્ષ્મીબાઈના પતિ-આ ગંગાધરરાવ તેજ છેલ્લા મહારાજ આ ગંગાધરરાવ પણ રામચંદ્રરાવ તથા રઘુનાથરાવ પ્રમાણે અપુત્ર જ હતા જો કે લક્ષ્મીબાઈને એક પુત્ર જનમ્યો હતો પણ તે જન્મતાંજ મરણ પામ્યો. અને ઈ. સ. ૧૮૫૩ માં ગંગાધરરાવ બીમાર થતાં. ફરી હકદારનો ઝગડો ન જાગે માટે—મહારાજ ગંગાધરરાવે પોતાના મિત્રાઇ વાસુદેવરાવના પુત્ર આનંદરાવ ને દત્તક લઇ તેનું નામ દામોદરરાવ પાડ્યું ત્યાંથી આપણા નાટકની શરૂઆત થાય છે.

# ઝાંસીકી રાની.



## અંક પહેલો—

### ઈશ્વર સ્તુતિ થયા બાદ.

**પ્રવેશ પહેલો**—મહારાજ ગંગાધરરાવ. પોતાના પિત્રાઇના એક બાળકને ઝાંસીના એસીસ્ટંટ પોલિટિકલ એજંટ મેજર. એલીસની રૂબરૂ દત્તક લે છે તથા વડી સરકારપર મોકલવાનો ખલીતો એલીસને આપી તેને લક્ષ્મીબાઇ. તથા બાળકની ભલામણ કરે છે. ત્યાં ગાદીનો ઉમેદવાર સદાશીવ નારાયણ છંછેડાએલો દાખલ થાય છે. એલીસ તેને કલકત્તાની રાહ લેવાનું કહી. તોફાન કરતો અટકાવે છે.

**પ્રવેશ બીજો**—સ્વભાવથી જ અંગ્રેજોપર ક્રોધે બળતા. રાવ. સાહેબ અને તાતીયાટોપી મોરોપંતને ઉશ્કેરવાની કોશીષ કરે છે. પરંતુ રાજનિષ્ઠ મોરોપંત તેને દાંતતોડ જવાબ આપી ચાલ્યો જાય છે. એટલામાં ઉશ્કેરાએલો સદાશીવ દાખલ થાય છે. તેને તેઓ પોતાનું હથિઆર બનાવે છે. ત્યાં સિપાહી ‍ ‍વી. મહારાજા ગંગાધરરાવના મૃત્યુના સમાચાર આપે છે. જે સાંભળ ‍ ‍ાવસાહેબ તથા તાતીયા ટોપી—રાજમહેલ તરફ જાય છે. સદાશીવની ભ ‍ ‍ ‍ ‍ી માયા સદાશીવને પાપકાર્યથી રોકવાને સમજાવે છે. પરંતુ સ્વાર્થ ‍ ‍ સદાશીવ તેનો પણ તિરસ્કાર કરી ચાલ્યો જાય છે.

**પ્રવેશ ત્રીજો**—અહિંયાથી કોમીકની શરૂઆત થાય છે. એક પગ ઘરમાં અને એક પગ કબરમાં; એવા રાજાસાહેબ ત્રણ બાયડીના મરણ પછી ચોથી લાવેલી રાણીની માસીઆઇ બ્હેન ચમેલીપર આશક પડે છે અને પોતાના છોકરા તથા પૌત્રની સામે ફજેત થાય છે.

**પ્રવેશ ચોથો**—વડી સરકારનો ખલીતાનો જવાબ. ઝાંસી ખાલસાનો હુકમ દરબારીનું ઉશ્કેરાવું પણ લક્ષ્મીબાઈ તેઓને શાંત કરે છે.

**પ્રવેશ પાંચમો**—ચમેલી રાણી પાસે રાજાની બેવકુફીની ફરિયાદ કરે છે. અને રાણી ન માનતાં તેને રાજાની બેવકુફી નજરો નજર બતાવે છે.

**પ્રવેશ છઠો**—લક્ષ્મીબાઇ દત્તક દામોદરરાવને જનોઇ દેવા માટે એક લાખ રૂપીયાની માગણી કરે છે. માગણીનો ઈન્કાર, એલીસ પોતે મદદ કરવાનું વચન આપે છે.

**પ્રવેશ સાતમો**—સદાશીવને જાસુસ તરફથી બળવાની ખબર તેમજ મોરોપંત મારફતે રાણી અંગ્રેજોને કીલ્લામાં અનાજ પુરૂં પાડે છે એમ જણાવવું.

**પ્રવેશ આઠમો**—અનાજ પહોંચાડવા જતા મોરોપંતને સદાશીવ પોતાના મદદગારોની મદદથી ઘેરે છે. વખતસર એલીસ તથા લક્ષ્મીનું આવી પહોંચવું. અને ભ્રમમાં પડેલા સિપાહીયોને સીધે રસ્તે દોરવા. સિપાહીયોના જવા બાદ બે બળવાખોરો છુપાઇને લક્ષ્મીબાઈ તથા એલીસ-પર નીશાન તાકે છે તેટલામાં મત્યા આવી પહોંચી. તે બેઉને બચાવે છે.

( સીન ટ્રાન્સફર )

ઝાંસીનો કિલ્લો–યુદ્ધ–અને કિલ્લાનું તૂટવું.

( સીન ટ્રાન્સફર )

ટેબ્લો.

---

## અંક બીજો.

**પ્રવેશ પહેલો**—ઝાંસી ઉપર ચઢી આવેલા ઓરછાના દિવાન નત્થેખાંની રાણીને ખબર લક્ષ્મીબાઇનું યુદ્ધપર ચઢવું.

**પ્રવેશ બીજો**—કેદ પકડાએલો સદાશીવ જેલ તોડી નાસી જાય છે.

**પ્રવેશ ત્રીજો**—બુઢ્ઢા રાજાને ઠગવા, રાણી પોતાના ખોટા મરણની ખબર ફેલાવવાની યુક્તી રચે છે.

પ્રવેશ ચોથો—રાણી લક્ષ્મીબાઇથી સીકસ્ત પામેલો નથ્થેખાં પોતાની નીચતા છુપાવવા તે બાબતની ખબર લઇ જતા લક્ષ્મીબાઇ ના જાસુસને કેદ કરી તેનો ખત્રીતો ફાડી નાખે છે અને લક્ષ્મીબાઇ બળવાખોર થઇ છે. એવી ખોટી ખબર માણસ મારફતે એજન્સીમાં મોકલાવે છે.

પ્રવેશ પાંચમો—નથ્થેખાંએ મોકલેલી ખોટી ખબરથી ઝાંસીપર ચઢી આવેલા સર હ્યુરોજ તરફથી ખલીતો લઈ એલીસ આવે છે અને થઇ ગયેલી સમ ફેરનો ખુલાસો કરવા વગર હથિયારે સર હ્યુરોઝ પાસે આવવા લક્ષ્મીબાઇને સમજાવે છે. પણ સાધુવેશે રહેલો સદાશીવ આ વગર હથીયારે બોલાવી કેદ કરી લેવાની તે લોકોની યુક્તિ છે. એમ કહી દરબારીગોને ઉશ્કેરે છે. લક્ષ્મી બળવાઈ તરીકે ખુલ્લી પડે છે. સહુ જતાં દામોદરરાવને સુતેલો જોઇ સદાશીવ તેનું ખૂન કરવાનો વિચાર કરે છે પણ વખતસર માયા આવી પહોંચે છે અને દામોદરરાવને બચાવી લેય છે.

પ્રવેશ છઠ્ઠો—રાણીએ ઉડાડેલા પોતાના મરણના ખોટા ખબરથી આનંદમાં આવી ગયેલો ખુદો; પોતાના છોકરાનું માગું કરવાને બદલે પોતાનું જ માગું કરી ચમેલીને પરણવા તૈયાર થય છે તે માટે બાપ દીકરા વચ્ચે તકરાર

પ્રવેશ સાતમો—એલીસ અને રીચમેન્ડઃ એલીસને શકપરથી નજરકેદ રહેવાનો હુકમ.

પ્રવેશ આઠમો—સર હ્યુરોઝની ઝાંસીપર ચઢાઈ. ઝાંસીનું પડવું લક્ષ્મીબાઇનું ભાગવું. મોરોપંતનું મૃત્યુ.

( સીન ટ્રાન્સ્ફર. )

લક્ષ્મીની પુંઠે પડેલું લશ્કર વફાદાર ઘોડો ખાઈ કુદી લક્ષ્મીબાઇને બચાવી લે છે.

---

## અંક ત્રીજો.

પ્રવેશ પહિલો—ગ્વાલીયરની ફતેહથી મદમાં આવી ગયેલા રાવસાહેબ વીરે બાહાદુરો વચ્ચે વાતચીત.

**પ્રવેશ બીજો**—આનંદ અને જલસામાં પડેલો રાવસાહેબ સરક્યુ-રેઝ. ગાદીવરપર ચઢી આવ્યાની ખબર પરંતુ મદમાં બેફામ થએલાની બેદરકારી. ત્યાં લક્ષ્મીબાઈ આવી બેહોશને હાથ ઝાલી લડાઇના મેદાનમાં લઇ જાય છે.

( સીન ટ્રાન્સફર. )

લડાઈ; રાવસાહેબનું પીઠ બતાવી ભાગવું. વિરાંગના લક્ષ્મીબાઇનું ઘાયલ થવું. દામોદરરાવને માયાને સોંપી લક્ષ્મીબાઇનું મરણ અને તેનો અગ્નિસંસ્કાર.

**પ્રવેશ ત્રીજો**--જાનને જમ્યાનો લોભ અને વરને કન્યાનો લોભ.

**પ્રવેશ ચોથો**—બુઢ્ઢા રાજાની ફજેતી. બાપ દીકરાની લડાઇમાં બે વાંદરા લડે ત્યાં બીલાડી ખાય તે ન્યાય પ્રમાણે ગુલાબ ચમેલીને પરણી જાય છે ત્યાં કોમીકનો અંત આવે છે.

**પ્રવેશ પાંચમો**—ઇંદોરના રેસિડેન્ટ રીચમેન્ડ શેકસપીઅર પાસે માયા દામોદર રાવને લઈ દાખલ થય છે એલીસ થએલી ગેરસમ-જુતીનો ખુલાસો કરે છે રીચમેન્ડ સરકારને કહી દામોદરરાવને પેન્શન બંધાવી આપવાનું વચન આપે છે.

( સીન ટ્રાન્સફર. )

સ્વર્ગથી રાજી થતાં અને આશીર્વાદ વર્ષાવતાં લક્ષ્મીબાઇનું દર્શન.

ડ્રોપ.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

આજુ જમાનામાં વીર ક્ષત્રાણીઓ છે ખરી !

ના. માટે તમો આર્ય વિધવાઓ ને તેમના દુષ્કૃત્યોમાંથી બચાવો. જેથી હજારો બાળ હત્યાઓ થતી અટકશે. જેને માટે અવશ્ય વાંચો અને વંચાવો.

કિં. રૂા-૩ાા

# અનંગ-વિષ.

—:o:—

( આવૃત્તિ બીજી. )

જેથી હજારો વિધવાઓના આશિર્વાદ મળશે અને જેમને તમો વીર ક્ષત્રાણીઓ ( વીરાંગનાઓ ) બનાવી શકશો.

---

## વીરકુણાલ.

યુદ્ધના મેદાને શાથી ફસાયો? તેનાં નેત્રોનું શું થયું? તિષ્ય રક્ષિતાના પ્રેમ પાશમાં કેમ ન સપડાયો? ધર્મધુરંધર અશોક કોની મોહ જાળમાં ફસાયો તથા ચાણુકય રાધગુપ્તે રાજતન્ત્ર કેવી રીતે ચલાવ્યું! વિગેરે વિગેરે બાબતો સ્પષ્ટ સમજવી હોય તો સચિત્ર

## તિષ્ય ગુપ્ત

વાંચો. જેથી સઘળો ભેદ ખુલ્લી જશે. કિંમત રૂા-૨ાા.

સઘળા જાણીતા બુકસેલરો પાસે મળશે.

લખોઃ—

**શુકલ બ્રધર્સ,**

મુંબાઈ નં. ૨.

# નાટકનાં પાત્રો.

## પુરૂષ વર્ગ.

ગંગાધરરાવ............................ઝાંસીના છેલ્લા મહારાજા.
દામોદરરાવ............................ગંગાધરરાવનો દત્તક પુત્ર
નાનાસાહેબ............................બાજીરાવપેશ્વાનો દત્તક પુત્ર.
રાવસાહેબ............................નાનાસાહેબનો ભાઈ.
તાત્યા ટોપી............................ ,, સેનાપતિ.
મોરોપંત............................લક્ષ્મીબાઈના પિતા.
સદાશીવ............................ગંગાધરરાવનો ભિત્રાઈ.
મેજર એલીસ............................ઝાંસીના આ. પો. એજંટ.
રીચમંડ શેકસપિયર............................ઈંદોરના રેસીડંટ.
હુરટી ............ { લૉર્ડ ડેલહાઉસી, માલકમ, સ્કીન વિગેરેના સંદેશા પુગાડનારૂં પ્રકીર્ણ પાત્ર.
રાજા............................ગામવગરનો અકરમ રાજા.
ગોપાલરાવ............................તેનો પુત્ર.
ગુલામરાવ............................ગોપાલનો પુત્ર.
બબુવો............................રાજાનું પુંછડું.

## સ્ત્રી વર્ગ.

લક્ષ્મીબાઈ............................ઝાંસીની વીરાંગના રાણી.
આથા............................સદાશીવની ભલી સ્ત્રી.
રાની............................અકરમ રાજાની ચોથી સ્ત્રી.
ચમેલી............................રાનીની માશીઆઈ બહેન.

વિગેરે વિગેરે વિગેરે

સ્થળ—બુંદેલખંડ-અને ગ્વાલિયર ઇલ્કો.

# ઝાંસીકી રાની.



### મંગલાચરણ.



### ગાયન

૧

સુત્રધાર
બાળાઓ }:—

શ્રીકાન્ત પ્રણમુ ચરન.
શાંતી દાતા સંકટ હરન
દયાકી દ્રષ્ટી જગપરછાઈ
સબજન મહિમા તોરી ગાઈ
આપ બિરદ તારન તરન
ચહે હમ સબ સુખદ શરનઃ ટેક.

૨

બાળાઓ—

ધન્ય ધન્ય ભારતકે વીરનર વીરાંગનાનારી
દેશકે સપૂત સંસારીઃ—ટેક.
જહાં કર્મવીર રઘુવર સમ હિતકારી
જહાં ધર્મવીર ગૌતમ સમતાધારી
જહાં વીર ચંડીકા ભારત પુત્રી દુષ્ટ દલનકારી
સત્યવ્રતી સીતા સન્નારી—ટેક.

૩

સખીઓ—

આવો આવો સખી દેખો કયસા આનંદ હવા ભાઇ
જયસે કનૈયા દેવકી જાયા નંદકે ઘર આયાઃ— ટેક૦

દોહા

ધાન્ય સીંચકે સબ સખી સ્વર્ણ કલશ જલધાર.
દુબ જમાયે આંગના મંગલ મય ઉપચાર.
જુગજુગ જીવે રાજ દુલારા. પ્યારાઃ— ટેક૦

૪

દામોદરરાવ—

જો રાજા રૈયતકો અપના તન જાને
જો રૈયત કે હિતમેં અપના હિતમાનેઃ— ટેક૦
ધર્મ નીતિ ઉર આને; ઉસે જગ દેવહી માને
રામચંદ્ર હરીશ્ચંદ્ર જનક મનૂ
કૃષ્ણ જિષ્મ પાંડવને સદ નીતિ માર્ગ દીખાયા
બીકૂમ પર દુખભંજન જગજાનો— ટેક૦

૫

ગવૈયો—

કઓન ગત ભઇ પીયા ન પુછે એક બાત
એકબન ઢુંઢા સકલ બનબન
એ માઈ ડારે ગરે હાર

૬

સહેલીઓ—

નટવર નંદજીકે લાલ રાસ ખેલનમેં મેરી નથની ગઇ
મંયનો. ઢુંઢત હાર ગઈ. ( ૨ )ઃ— રાસ
લોગ કહે તુમ્હેં દીનદયાલુ કંસ કે હો કાલ
બાંહપકર મોરી ઝકઝોરી અયસે નીઠુર ગોપાલઃ— નટવર

ખીંચત સારી દીટ અનારી ઔર કહાવત બાલ
કંચુકી કસ છોરત હય અરૂ ચુમત ગોરે ગાલ ( ૨ )—નટવર

૭

માયા—

નાહીં છોડું ગી મંય નીતિ ન્યાય.
કોઈ બીપદ આવે પર
નહી સત્ય ધરમ, સત્ય કરમસે ટલું; ચાહે જાન જાય. :—ટેક૦
અપની કહત કછુ ન સુનત ઠાનત નીત બયરભાવ.
તજું કયું મયં પીર અપની ડગર:—સત્કરમ.

૮

ચંમેલી—

દેખો મેરે જોબનકી કેસી બહાર હૈ
જો આંખેં ૨ નરગીસતો છતીયાં અનાર હૈ
ગાલોંકી ૦ ગીપે સદકે ગુલાબ હૈ
મેરી કૈસી રંગીલી હૈ શાન
કોઈ દેખે પે બાન, કરે તન મન કુરબાન;
અયસા આબા જોબનકા ઉભાર હય :—ટેક૦

૯

ગુલાબ—પ્યારી તેરી આંખોમે કયસા ખુમાર હય
ચમેલી—પીયારે તરહારપે જીયા મેરા નીસાર હય
કાહે બનાઓ શરમાઓ લજાઓ જાની
તેરે નૈનાકી લાગી કટાર દીલદાર
ગુલાબ—દીલબર પ્યારી મનહરનારી હમારીતું :—ટેક૦

૧૦

ગોપાલ—મારૂં સુસ્સા.
રાજા—અરરરરર.
ગુલાબ—નીકલે ઘુંસા.
ગુણુકો—ઉપરસે જુતી લગે દોચાર.

ગુલાબ—કહીં નજર લગાઈ ચંડુલ.
ગોપાલ—મત ગભરાઓ રશકે ગુલ.
રાજા—એ ગુલ હય તો મંય બુલબુલ.
બાબુવો—વાહઃ વાહઃ વાહ :—ટેક૦
રાજા—મુઝસા નોશા બાંકા તીરછા ઢુંઢોગે પર કહીં ન પાઓ.
ચમેલી—બુડહેપનમેં. યે ઉલ્ફત રખતે કુચ્છનો દીલમેં શરમાઓ.
ગોપાલ—બુડ્ઢે ખુસટ જલ્દી મરકે. અબ તુમ તો સમશાનમે જાઓ.
બુડ્ઢા—મરતે દમના છોડુંગા ચમેલી મેરીજાં બેટા બબુવા;ક્યું ઠીક હય ના?
બબુવા—જી હાં. :—ટેક૦

૧૧

નાચનારીઓ—

પનઘટવા મંય કયસે જાઉં સખી.
ધીટ લગરવા રોકત ટોકત કયસે નજર બચાઉં હાં સખી. :—ટેક૦

દોહા.

આંખ રસીલી મદભરી તાપર અંજન સાર
તનભેઘે મન છીનલે. મોહન જાદુકાર

લાજ ન રાખે એકહુ ન માને જીત દેખો ઉતઠારો
મારે કકરીયા, ફોરે ગગરીયા મંય મુગ્ધા શરમાઉં હાં સખીઃ—ટેક૦

૧૨

ચમેલી—

એ...તોરે નયનાને જાદુ ચલાયા લુભાયા પ્યારે સાજના
તુમબીન બાલમા જીયા કલપાએના
પીવા પ્યારે દરસ દીખલાંઓના :—ટેક૦
પ્યારી સૂરત દીખલાઇએ, મેરે દીલકે કરાર; મેરીજાન.
મય હું કુરબાન. તોપે હરબાન.
બાંકીતોરી શાન પ્યારે દિલજાન જીકે અરમાન.
આઓ મીત્ર જાઓના મોહે તરસાઓના: :—ટેક૦

૧૩

રાની—બુઢ્ઢી ઘોડી ઓ લાલ લગામ ધૂલ પડી
રાજા—જહાં રૂંગ જમા કે યે હાય આન જડી
બબુવો—જયસે સોનેમે લોહેકી ચારો કીલ જડી
ગુલાબ—બુઢાપેમે ફજેતી યે હાય લાનત પડી
રાજા—મરકર કહાંસે આઈ મેરી બાલા
ચમેલી—નીકલે ઈસ્કા મુરદા બારીતાલા
રાજા—મારો ના તુમ મેંય હું નાજોં પાલા
ગુલાબ—આઈ નાની તબયે મતલબ ટાલા
રાજા—ભોલાભાલા, મેંય હું બાલા;
બબુવો—વાહરે બાલા, મોહન લાલા.
રાની—તેરા હો મુંહ કાલા.
ગુલાબ—બુડ્ઢેબાવા અબતો સુધરો મુંહપર કાલીખ આયેગી-ક્યુ
રાજા—બચપન કી યે આદત પડ ગઈ ધીરે ધીરે જાયેગી !
બબુવો—જીહાં ૬—૨૬૦

૧૪

સખીઓ—

એ...મહિમા હય સબજગ રામનામકી
ચિતમે રાચે નેહા લાગે મનપરસે ૬—૨૬૦
ધ્યાન ધરે અખીયાં છબ નીરખે
જપે નામ. માઈલ હરખે—નેહા લાગે ૬—૨૬૦

# ટરકીશ સુલેહની ખુશાલી

## મુંબઇમાં સોડાવોટરનું નવું કારખાનું

# ધી ટરકીશ એરેટેડ વૉટર ફેકટરી

——:o:——

આ નવાં કારખાનાં માટે વીલાયતથી સૌથી છેલ્લી શોધનું સાંચાકામ તથા બીજી દરેક ચીજો મોટા જથ્થામાં મંગાવવામાં આવી છે.

ફક્ત એકજ વખત "ટરકીશ"ના અજમાયસ લેવાની અમો ભલામણ કરીએ છીએ.

અમારા ભાવે અમારા જેવો જ દરેક માલ મુંબઇનું બીજું કોઇ પણ કારખાનું પુરો પાડી શકશે નહી. માટે ઠંડા પીણા વેચનારા દુકાનદારો તેમજ લગન–નવજોત પાર્ટીઓ વિગેરે ખાની પીનીના મેલાવડાઓ માટે ટૂંક નોટીસ મલતાં જોઇએ તેટલો માલ વખતસર પૂરો પાડવાની અમો જામીનગીરી આપીએ છીએ.

ઠેકાણું:—ગ્રાંટરોડ; પ્રોક્ટર રોડ.

રોબર્ટમની સ્કુલની સામેના બંગલામાં.

## અંક બીજો.

૧૫

રાની—

લાજ રખો; પ્રભુ હમ તુમરી શરન.
સુધ બુધ બીસર ગયો હમરો મન :—ટેક૦
રાજકો બોજહય સીરપરભારી
પાસ કો અનુકુલ ન સાધન :—ટેક૦

૧૬

રાની—

મારૂં દુસ્મનકો રહેજનકો લુંગીજાન
કહેદે જાકે અખ્ગરસે ખંજરસે જમધારસે ખુંબરસે :—ટેક૦
દેખુંગી મકકારો તુમ્હે તોડુંગી સર અદ્યારો
ચીરૂં સીના જાનલું મંય પાપીકી.
તલવારસે દેખુંગી બદગૌહર તેરા જઓહર પાપી :—ટેક૦

૧૭

ચમેલી—

બાલે જોબનાપે ડાલો નજરીયાંના
બેજાર કરોના

ગુલાબ— આવોજી ડરોના :—ટેક૦
પ્રેમપીયાલા દિખલા કર ફિર નાહક કયું તરસાના હો

ચમેલી—

થોડા પીનાં પેટ ન ભરનાં વરનાં બેદ ખુલાના હો
તાને દેકર હમકો ના તડપાના

ગુલાબ— હમકોભી ના કલ્પાના

ચમેલી— ચલો જાવોજી જાઓ નટખટ
કુટી બેયાં મોરી કલૈયાં ધરોના ... :—ટેક૦

૧૮

**હાસીયાં—**

રાજા મોરે થારો મુખડો ચંદા જયસો પ્યારો લાગે (૨)

ગોરા રૂપ રસીલા—

**દોહા.**

રાજકુંવર અલબેલડા સુંદર ચંદ્રસમાન.

શાંતી દાયક ચિત્તકા પ્યારા જીવન પ્રાન :—ટેક૦

૧૯

**રાજા**—ઘોડા મંગાઓ

**બબુવો**—ગધા મંગાઓ

**રાજા**— દુલહન સજાકે લાઓ દુલકા તૈયાર હય —ટેક૦

મંગલ ગીત ગાઓ જાઓ મંડપકો ગરજાઓ

**બબુવો**—મંડપકી લકડાસે ચિતા બનાઓ જાઓ

**રાજા**— પડઘમ મંગાઓ લાઓ, બ્યુગલ બજાઓ આઓ

**બબુવો**—ગાજે ગાજે ગીરધી હંય એ ભેરી બજાઓ :—ટેક૦

## અંક ત્રીજો.

૨૦

બાહ્મણ—૨.

હલવા ખાયેં લડુ ખાયેં
દુધમલાઇ મીઠાઈ જલેબી ખાએંગે
બરફી પેડા શકકરપારા
હલવા સોહન ખજલા ખુરમા
દુધપાક પુરી રબડી ખાજા
ઔર સેવ સમોસા હો તાજા
ખુબ હાથ ચલેં ઔર પેટભરેં
ચલો ચલનેમેં કયોં દેર કરેં:— ટેક૰

૨૧

નાચનારી—

શેર.

કસમ ખુદાદી મેનું સોના લગને તેંઈ વેકરનય જોર તીગાને
નાજુક બદન તેં મારે છમકાં મેરે રોંદે નયન નીગાને
જયસી વેતન મેરે લગી તેંનુવી લગેતો તૂ જાને
જાન મોહમદા દીલ ઓથે દેયે જીય્યે અગલાવી કદર પછાને

હો ન ઈશક દીયાં ગલ્લાંની બદલે રાંજનદે
ઇશક સુખલડાં લોકાં ભાને જીસતન લાગે સોતન જાને—
રેંદીયા બોત નીસલ્લાની બદલે રાંજનદે:—ટેક૰
આપતો દુર ચલયું વે રાંન્જાં તખત હજારેનુ
મગર કીસનુવે ધલ્લાંની બદલે રાંજનદે—ટેક૰

૨૨

ઔરતોંસબ—

સજની મંડપ છાયો આંગના
આજ બધાઇરે ગાઓ મંગલગાન

મંડપ છાયો આંગના—
દુલહા દુલ્હન દોનો સુહાવને
જોડી સજતીરે વાકો અખંડ સુહાગઃ—મંડપ

૨૩

સબ

ઉલઝન સુલઝન સુલઝી સારી ગાઓ મુબારકબાદ.
સજતી જોડી મોલ ગઇ વાકો રામ રખે આબાદ

ગુલાબ—જો દિલચાહી, દુલ્હન પાઇ, મનકી ભાઇ, હમ પર આઇ;
બબુવો—હિલમીલ સબ ખુશીયાંમે મગન યે લડકે ગયા બુડ્ઢા,
રાજા—તૂભી રહા, મંચાભી રહા, યે ટપક પડા;
ચમેલી—દાદા પોતી મંય તુમ્હારી;
બબુવો—યે તુમ્હારીમાં;
સબ—છોડો યે અબ ગીલાકી બાત;
ચમેલી—આ ઓ મીલાઓ હાતમેં હાત;
સબ—હીલકે મીલકે નાચો ગાઓ આઇ બર મુરા :-

---

---

. nted by D. R. Mitra at the Manoranjan Press 3. Sandhurst Ro
Bombay 4. and Published by MIRZA. M. CASSAMBHAY Propric
the New Imperial Natak Mandali, Grant Road, Bombay.